## અર્પણ

શ્રીયુત વેણીભાઈ પુરોહિતને

અને

શ્રીમતિ રેખાબેન પુરોહિતને

જેઓને હું સમજ્યો છું

'જેઓ મને સમજ્યા' છે.

ફેબ્રુ. ૧૯૪૦

● ● ●

દાદીમા અને દાદાજી તરફથી વારસામાં મળેલી કલ્પના

સભર વાર્તાઓનું પકવ અપકવ ફળ—ખંડેરનો ઝરુખો—ભગીરથ.

● ● ●

કોઇ મહારાજની ગર્જનાઓ
પ્રાસાદ આ ખંડિત હોય ત્યારે
તેં ધૂળ માંહે રગદોળી દીધી
તેં પ્રકૃતિએ.

અને—અને ખંડિત એ સહુમાં
છતાં રહી ધારી તું આ ઝરૂખો!

શાને અરે
ખંડિત એ સહુમાં?

તું જાણતી શું
—અહીં કૈંક વેળા

મહેલની દાસી થકી વીંટાઇ
કૈં મસ્તકને ઝુકાવી
કો રાજ્ઞિ માળા નિજ કંઠ કેરી
કરે ગ્રહી; કેશ સમારતા જરી
હશે ઘણે દૂર નિહાળી રહેતી,
ખુમારી અંગે પ્રસરાવતા ને
સુતેલ વૈરિ ભર નિંદમાંથી
જગાડતાં ખેલન રાજવીના!

—અહીં કૈંક વેળા
રસિકતાપૂર્વક એ ઝરૂખે
પેખી રહ્યો ત્યાંથી પસાર થાતાં
હું શો વટેમાર્ગુ કંઈક વેળા
થયેલ ધન્યઃ કયમ હોય ના એ!
—અહીં કૈંક વેળા
કો ભિક્ષુની માધુકરીય એની
અમી શી દૃષ્ટિથી હશે ભરાઇ!

ને એટલે જાળવતી ઝરૂખો?
ને એટલે એ ઝરૂખાની મધ્યે
તું ભાળ કાઢી રહી છે અગમ્યે
કો રાજ્ઞિની નીલમ કીકીઓની?
—જેની થકી ભાવ વહે અખંડ.

●

# સ્નેહાર્દ્ર ભાવે

ઊગેલ કો ફૂલકળી લચેલા
છોડે, લળેલાં ભ્રમરો સમાન
ગુંજારવે સ્થાન ભરી અરણ્યે
ડોલાવતાં કોમળ હાર્દભાવો
મારાં હતાં ના કંઇ ગુંજનો, કે
લળ્યો ન'તો માનવ દેહ મૌગ્ધે.

સ્નેહાર્દ્ર ભાવે
જતો હતો પાંખ પ્રસન્ન ધારી
હાર્દે પ્રિછી ચેતન પુંજ જેવી
નેત્રે દિઠી માનવ આકૃતિને
માર્ગે પળીને ઝટ આંબવાને.

શિલ્પકૃતિ શી ઘડતાં ઘડાઈ
ને ચિત્રકોની કઇ પીંછી પૂર્યા
રંગો તણા મિશ્રણુ કેરી ભેટ એ
ચૈતન્ય વેરી લઘુ હાર્દમાંહે
માર્ગે ઉભીને મુજ વાટ પેખતી.

હતું ન લેશે કંઈ ભાન તોયે
હું હાથમાં હાથ પરોવતો પળ્યો.

# શિયાળે ઠંડીમાં

શિયાળે ઠંડીમાં થરથરત અંગો લપટતો
જતો ચાલ્યો કોઇ પથ પર અજાણ્યા જગતના.

ન જાણું વેળા કયમ તે પસાર થૈ
ન જાણું વ્હેતી પળ તે પળોથી
ન જાણું સંગીતની રાગિણીએ
મારે હૃદે ત્યારથી ગાન ગાયાં.

કશુંયે ના જાણું ધરત અતિશે વેગ પળતાં
લઇ પ્રિયતમા સાથ કરમાં.

પરન્તુ ત્યાં વિશેષ કૈં ઝપાટા ઠંડીના હતા
ઝપાટા વાયુના જેવા કળીઓને નમાવતા
તેવી રીતે કરી રહેતા અક્કડ અંગ શિથિલ.
તરુ કો એકની નીચે ત્યારે અમે ઉભા રહ્યાં
એક મેક તણા અંગો દબાવી ઊર્મિ પામતાં.

ન જાણ્યું : થીજીને શમી જઇશું; યાતો વહિ જશું
તરંગો ને તાને વિમલ, જગનું બિમ્બ ધરતા.

તદપિ, સમજી આટલું શકયા:
તરંગી હૈયાને
તરંગી ભાવોના

અનુકુળ તરંગો મળી ગયા.
[ ખંડકાવ્યમાંથી ]

## ઉષા

ઉષા અગર કામિની થઈ તું હોત કો કોપથી
વિચાર મન દેહને જકડતી ભરી આપતાં
પરિષ્વજન: કોક તુજ હકદારને માલિકી,
અને મનુજ શી વિમુગ્ધ હત જાળમાં એહની!

મૃદુ મલકતે ન તો મુખડું રેલવી હાસ્યને
અને નવ ધરેલ તેં મધુરતા કદી મીઠડી.
પરન્તુ, મલકન્ત તું કદિય કામિની કોઇની
થવા નવ ઘડાઇ: તું જગતમાં જીવી શૈશવે
સનાતન લસી રહેછ સહુ કાજ એ સુંદરી!

## ઘડીક

ઉખેડી પડ ના શકું
જીતીય ગઢ ના શકું
અને જગતના પડો નવ ઉખેડવા તાલિમા
અને જગતના ગઢો નવ જવા જીતી જીવને.

જીત્યા વિણુ અહીં રહ્યું મન મહારું જીતી હવે;
ઉખેડું પડ ના છતાંય મન મહારું રાચે હવે:
ઘડીક મન રાચતું રહતું રાચી સર્વે પળે.

# સુમંગલ

સુમંગલ થયું
થતાં ઝણુઝણાટ કૈં હૃદય તાર પે વેગિલ
નિહાળી તુજ મૂર્તિ મુગ્ધવદના અને પ્રેમિલ
અપૂર્ણ, હજુ અર્ધ કે। પટથી રૂપ ઢાંકી રહી
ઉભી જગત સ્પર્શથી દુર કંઈ ઉંચે માનિની.

કરેલ હંસે દમયંતિનું જ્યમ
કાવ્યે ભરેલું નળરાય પાસ
સુરમ્ય મૃદુમૂર્તિનું પુરણુ તેજીલું વર્ણન
અને વિમલ કલ્પના કરી રહેલ રાય, ત્યમ
કરૂં અહીં હું માત્ર ઝાંખી થકી તાહરૂં દર્શન.

સુમંગલ થયું અને
સુમંગલ થશે થતાંની સહુ રૂપ તારૂં છતું
અને હૃદય આયને ધુમસ ગોટ ફેલાયલા
લુછાઇ સઘળાં જશે પ્રસરતા જરી ઉષ્ણુતા
પ્રણય અગ્નિની આપણાં.

તદા ઉત્ભય આપણે ત્યજી સુદ્દરતા આવશું
નજીકઃ દિન શા વળી પ્રગટ એક બીજાં થશું.

# પ્રસારે પાંખો શા—

પ્રસારે પાંખો શા કર મૃદુ મધુરાં રમણીય
અગમ ફલકે ઉડ્ડયન શું
પિયુ હૃદય કેરી પ્રિયતમા.

લતા સમા મુગ્ધ ઢળેલ દેહે
સમીર લ્હેરે વનરાજિ માંહ્ય તે
વૃક્ષે અઢેલી, લળતી પ્રસન્ન.

પુષ્પોની સુવાસ વહી જતી'તી
તે સાથ સુવાસ સ્વયં પ્રસારતી
વા પ્રેમનો મોકલતી'તી શબ્દ
પિયુ કને એ પ્રસરન્ત સાથ:
ગાતી ટહૂકા સહ નમ્ર ગાન
ને ગેલતી એ
થતાં કલાપિ તણી ક્યાંક કેકા:
કલા નિહાળી વળી નર્તતી હતી.

કઈ માતરિશ્વા
હુલાવતાં, ઊઘડતાં બિડાતાં
અટૂલ કો કાનન ભાગમાંના
લજામણીના સુકુમાર છોડ શા
એ આવરે પાલવથી શરીર:

વળી પુનઃ પાલવ દૂર લેતાં
કરે છતી દેહની મુગ્ધતા એ
કરે છતી સુન્દરતા મનુષ્યની
કરે છતી પ્રેમની ભવ્યતાએ.

ત્યાં પિયુની કોઇ વિશિષ્ટ સંજ્ઞા
એ આવવાની કરી જાય જાણ.
લજામણી સ્પર્શની પૂર્વ જેમ
ખીલે વધુ ને પછી સ્પર્શ થાતાં
પ્રસન્ન થૈ બીડઇ શર્મથી જતીઃ
તેવી રીતે સુંદરતાની મૂર્તિ
ખીલી ઘણેરી પિયુ આવતામાં
અને પછી એ પિયુને સમાવી
આલીંગને, શર્મ ભરી દબાઈ
ને ત્યાં પ્રચંડ
બિડાયા પાંખો શા કર મૃદુ મધુરા રમણીય

## માનવઆત્મ

પૂષા આ ભૂમિની મહીં કદિ નહિ દિઠો પ્રકાશી શકયો
તો કો બાહ્ય પ્રકાશને વિરમતાં શું વાર લાગી શકે ?

કિન્તુ માનવ આત્મ તો ઝળકતાં પૂષા સમો બ્હારથી
હૈયા આંતર ઘુમતાં ફરીવળી ખુણે ખુણે, રેલતાં
ચૈતન્યો, કંઈ આવતા હૃદયની આગાહી આપી જતો.

# શાને ?

તને સ્પર્શ્યો શાને ?
તને આલિંગ્યો કાં ?

તુજ મહીં ભલે ઊગી કવિતાઃ
તુજ મહીં રહી છો સુરભ સૌ.

તને સ્પર્શ્યા વિના કવન મુજ ઉદ્દીપ્ત ન થતે ?
અને ના આલિંગ્યે તવ સુરભ આસ્વાદ ન મળે ?

અહીં આવ્યો જ્યારે તુજ જીવનના પ્રેક્ષક સમો
સ્વરાલાપો તારા શ્રવણ કરવા મુગ્ધ બનતો
તને દીઠી ત્યારે તુજ મહીં થયું દર્શન નવું
યુગો જૂના બ્હોળા જગત પરના માનવતણું.

મને એ ભાવ્યું, ને
પ્રફુલ્લી ઊઠયો ત્યાં
કહે મારી દેવી તુજ હૃદયમાં ક્યાં લઇ જતી ?

કશુંયે ના જાણી તુજ જીવનના સાથી સરખો
કરી આનાકાની
જતો હું ભાવિમાં.

વહેતી તારી આ મનુજ ઘડી નૌકા ઉપડતાં
ભરી તારા ઓજે તુજ મુખ તણા ઓષ્ટ મધુરાં
મને બોલાવે છે મનુજ અવનિમાં ફરકવા !

તને સ્પર્શ્યો ત્યારે મુજ હૃદયના તાર પુરતો;
તને આલિંગ્યો ત્યાં મુજ હૃદય સંગીત વહતો.

मदायत्तं तु पौरुषम् ।—

હર્મ્યોના શૃંગની નીચે જન્મેલા માનવી તણાં
ભાગ્યની કલ્પનાઓથી અશાંતિ ઉપજે નહીં
પરન્તુ પ્રેરણા પામું જાણીને મંત્ર આટલો:
दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् ॥

વાદળી નાનું જન્મેલું ભીંજવે વૃષ્ટિથી ધરા
અને આકાશ વીંટીને પડેલાં વાદળાં કદિ
વર્ષ્યાં વિના શમી જાય જ્યારે ન હોય પૌરુષ.
લઘુ નૌકા કદિ ખેડે પૌરુષે કૈં સમુદ્રને
અને યશે ભરી લાવે પૂર્વ પશ્ચિમ પ્રેરણા
જહાજો ડુબે કદિ કિંતુ સાહસો કો કર્યાં વિના.

સાહસો કરવા સૌને હૈયે રહેલ પૌરૂષ
લઘુમાંથી મહા થાય પૌરુષે પ્રાણીઓ સદા.

ધૂપદાની તણું જૂજ ધૂપ સુવાસ પ્રેરતું
કોડીયાની લઘુવાટ અજવાળે ભરે ગૃહ.

# સ્વપ્ન

જૂના જૂના પ્રસંગો વહિ વહિ નિજ નાવે ગયાં યાદ ના'વેઃ
કો કોપે કાળ કેરા સ્મરણ થકી ન સંતોષ થાતાં પ્રપૂર્ણ
—જ્યમ નિરઝરને માર્ગ દૈને સમુદ્રે
વૃક્ષોને ટેકરીઓ ઉદધિ મહિંથી લૈ ઉંચકી સૂર્ય હસ્તે
પામી, કો હર્ષ સાથે તુરત લઇ લિયે ગોદમાં દાબવાને
તેવી રીતે લહેવાં પ્રિયકર ગયલાં સ્વપ્ન કો કુંજ ખોળું.

* * *

માતાના આવિયા ત્યાં કર, ધરી નવલી એક કંકાવટીને
કરત અવ લલાટે મને એક ટીલ્લી
સફળ મુજ ચહતાં દીર્ઘ યાત્રા પ્રવાસ.
આશિર્વાદો દઈને
પિતાએ મોકલાવ્યો દૂર દૂર જઇને જીતતા આવવાને.

ને ત્યાં બે ચાર ચૂંબી દઈ પ્રિય ઉરને દૂર ખૂણે ઉભેલી
આપીને પ્રેરણાઓ જગત જન વચે ઊભવા મોકલાવે.

* * *

ટહૂકે કોકિલા
ટહૂકે કોકિલા! શિથિલ સહુ ગાત્રે તરલતા
ટહૂકે પ્રેમિલા પ્રગટ મનુજે પ્રેમ મયતા!

# ભાળ કાજ

ગયેલ નૌકા તણી ભાળ કાજ
અનેક રાત્રો દિવસો અનેક
કિનાર પે ઊર્મિ ઉછાળ મારતી
તે મધ્ય હું ડૂબવી પાય ઊંડે
શિલા પરે મસ્તકને અઢેલી
ઊભો હતો એકલ, દૂર લોકથી.

કિનારથી આ કઈ વર્ષ પૂર્વ
જવા ગયેલું લઘુ એક નાવ.

પ્રયાણ એ નાવ કરી રહ્યાં પછી
એની ગયેલી દિશમાં નિહાળતા
વર્ષો સુધી લોક, શુભેચ્છકો સૌ.
છતાં ન એ નાવની ભાળ પામતા
નિરાશ થૈ, આંહિ મને ત્યજી ગયા.

અને અહીં હું
હું એક બાળ
ન વાચ કે ચાલ મળેલ જેને
ઊભેલ લીલા જગની હસન્તો.

કો ભાવિકે ત્યારથી હાથમાં ધરી
સમુદ્રને આભ વચે ઉછાળ્યો
લડાવતાં લાડ મને અનેક ?

કોણે મને માત સમાન સેવ્યો
ને જીંદગીનો રસસ્વાદ પૂર્યો ?
કોણે ગયેલી મુજ નાવ કેરી
કહાઢવા ભાળ ધરેલ પ્રેરણા ?
કોણે જ કોણે ?......................

હશે તરંગો ઉદધિ તણા ? કે
હશે કદી સૂર્યની તેજધાર ?
હશે વહન્તા અતિ વેગવન્તા
વાયુ થકી રક્ષણ માહરૂં થયું ?
વર્ષા તણા બિંદુ ઝરન્ત તે થકી
મળ્યું હશે પોષણ ?..................

મળ્યું, ન એ વા, તદપિ, ગ્રહીને
એ સૌ તણું રક્ષણ સાથ પોષણ
ગયેલ નૌકા તણી ભાળ કાજ
અહીં કિનારે ભટકી રહું હું
અહીં તરંગો મહીં પાય ડુબવી.

## ગૂઢ

કરો લંબાવિયા ન્હોતા આલિંગન કરી જવા
થયેલાં ઓષ્ટ ચુંબને ન'તા જરીય તત્પર
અને હૈયે ન'તી માંડી કથાઓ ગૂઢ પ્રેમની
પ્રેમીએ પ્રેમીને માટે કરેલી બલીદાનીની.
છતાં યે હાર્દને હાર્દે લીધું ચારે કરે થઈ
અને ઓષ્ટે થયાં ઓષ્ટો લીન, વર્ષાવતાં રસ.

# સુએઝ

**અંગ્રેજી ચિત્રની વાર્તા]**

તું જીત પામ્યો
ને હાર પામ્યો
સુએઝના સર્જક કેમ જીવને!

ભવિષ્યવેત્તા તણી સત્ય વાર્તા
શી રીત સાધેલ મહાન વીર તેં!
કૈં ધિકકૃતિ લોક તણી વહોરી
અનેક વેળા, તદપિ વળ્યા ના
મહત્વકાંક્ષી પદ તાહરા કયમ !
ત્યાં શી હતી યૌવનની કરામત?
ત્યાં શી હતી પ્રેમની પ્રાણવાટ !
ત્યાં શી હતી ધૈર્ય તણી વરાળ ?
સુએઝની નહેર થકી બહાર જે
તેં લાવી આપી અમને બતાવવા.

*          *          *

'ના ભૂલવાનો તુજને કદી યે.'

વહી ચાલ્યો દૂરે તુજ પ્રણયિની પાસ થકી તું.
તજી તું દ્વારને ત્યાંના પળ્યો અન્ય પ્રદેશમાં
પ્રિયાના મુખને પીતો ચિત્રે સ્પષ્ટ થયેલ જે
એના એ ચક્ષુને જોતો એના એ ઓષ્ટ ચુંબતો
અને એ જે કરો દીઠા તેને આલિંગતો સદા.

'મને થતું કે પ્રણયે ઝલાઇ હું.'
કો રમ્ય નારી અપરીણિતા જે
વદી, ઘુમી કોઇ પતંગ જેમ:
તને બધે સાથ દઇ રહેતી
તને વળી પ્રેમની ગાંઠ બાંધતી.

તને નિહાળી તુજ પૂંઠળે પળી
કમાન કો મેઘધનુષ્ય કેરી
બતાવવા, અંગુલિ ઉર્ધ્વ કીધી.
ત્યાં તો તને ન્હેર સુએઝની કેરી
બતાવવા વિશ્વ સમસ્તને થઇ
સ્વપ્નો શી ઇચ્છા.

આ નાર રમ્યા તુજ પૂર્વ મૂર્તિ શી
વા ચિત્ર મૂર્તિ જડ શી નહિ જડ
તેથી લપાવા પિયુ કેરી સોડ
આહ્‌વાહનો દેઇ રહી અનેક.

ઝપાટા ઝંઝાના તહીં ફરી વળ્યા તારી સઘળી
રચેલી સૃષ્ટિને ધુળ શું રગદોળી રહત શા.
હરી તેણે તારી પ્રણયિની અમોલી તુજ ઉરે
અને તારી આશા ઉપર ફરી ગ્યું પાણી સઘળે.
છતાંયે ધારીને અજબ જગમાં ધૈર્ય પ્રબળ
વધ્યો આગે આગે કરિ રહત તું ન્હેર પુરણ.

તું મૃત્યુ પામેલ પ્રિયા જ પામવા
અશક્ત ખૂબ :
એ હાર તારી.
ને જીત તારી
સુએઝનું સર્જન.

તને ન શેં રાજ તહારું આશ દે ?
તને ન શેં પ્રેમની હુંફ હાવાં ?
તને ન શેં પિતૃની છાંય રૂડી ?
તને ન શેં વૈભવ વિશ્વ કેરાં ?

અહો જગત રાજ્ય રીતિ કુડી થયેલી છતી
મિનાર અહીંયા રચ્યો પ્રણુય કેરી યાદી તણો :
પિતાની સ્મૃતિમાં થતી સઘળી ન્હેર આ અર્પણુ
વિલાસ વળી આંહિ લુપ્ત થયલાંની ખાંભી રહી !
આ સૌ ધરંતી
સુએઝની ન્હેર બનેલ આમ.

[I won and I lost એ ચિત્રના અંતમાં બોલાતા શબ્દોથી કાવ્યની આત છે]

## અમેય

કાયા તારી નીચોવીને ભલે ભાઇ તું વિશ્વમાં
કવિ જાતો: જીવી જાતો : અમે ન કવશુ જીવી
—અમેય માર્ગને માપી કાપીને ધ્યેય પામતા ?

# પરાંઓમાં રહેનારાં

જી. આઈ. પી. અથવા તો બી. બી. લોકલમાં જતાં
સહુ કોઈ કથા સુણો કર્ણો લંબાવતાં જરા.
માટુંગા શીવને કુર્લા ઘાટકોપર દાદર
અથવા પારલા, વાંદ્રા અંધેરીમાં રહો; અને
વી. ટી. એ ચર્ચગેટે વા આવતા આવતા કશી
સાંભળીને કથાઓને કર્ણોને ઢાંકતા નહીં.
કદાચિત તમારે ય વારતાના થવું પડે
પાત્ર; અને વળી એને અનુભવી જવું પડે.

* * *

માનસિંહ રામસિંહ ભૈયાઓ સૌ તણા અહીં
દૂધ ભરેલ હાંડાઓ સ્ટેશને સ્ટેશને થકી
તપાસાતા તહીં ઉભા રહેલા કો સિપાઇથી
ડુબાડી દૂધની માંહે, નાની એવી સળીકડી
'બ્રાંડીની બોટલો' કોઇ સંતાયેલી નહીં જ વા
તેની ભાળ કહાઢંતા ફર્જને કરતા અદા.
મદારીના ભર્યાં સર્પે ટોપલાં હોય તેહવા
માછલીઓ ભરેલાં સૌ ટોપલાંઓ નિહાળતા
સિપાઇઓ અહીંયાથી 'બોટલો' શોધતાં બધે.
ક્રાફેર્ડ માર્કીટે જાતાં ફળાહારી તણા ફળો
કેરી સૌ ટોપલીઓને વી. ટી. એ પોલીસો જુવે
અને આપી અભિપ્રાય 'બોટલો ના' કહી દઈ
જવા આપે રજા, જેમ નોકરોને બધે મળે.

પરાંઓમાં રહેનારાં ઓફીસોમાં જશે નહીં
પરાંઓમાં રહેનારાં ઘરે પહોંચશે નહીં
હવેથી દારૂબંધીથી તેના પ્રચારને દઇ
વેગ વાયુ સમો ખૂબ–ઉઘાડી પુસ્તકો તણી
ઝોળી વા લૈ જતાં ઘેરે તે ઝોળી શાકની સદા
ઉભેલા સ્ટેશને, સ્વની ફર્જને કરતા અદા
તે પોલિસો તણી પાસે હૈયાને હળવું કરી.

## કવિના કલ્પ્યાથી

ખીલેલ ત્યાં નભ મહીં શુચિ ચંદ્ર તેજ
ઊગેલ પુષ્પ મહીં કૈં મૃદુ પ્રેમભાવ.
સૌ પ્રકૃતિ અવયવો થઇ એક તાન
સંગીતથી રિઝવતા કવિને તહીંયા.
એનાં સહુ અજબ ડોલન અંગ પામે
એનાં વળી હૃદય ભાવ દ્રવે રસાર્દ્ર
સ્વીકાર પ્રકૃતિ તણો સુણતાં વિશિષ્ટ.
કલ્પ્યા થકી કવિ વિશેષ જ પામતો'તો.
કવિના કલ્પ્યાથી જગત મહીં કૈં તત્વ વધુ છે.

## આજે ભલે

આજે ભલે કમ્પ ધરા પેરે થતો
ભલે ધરાના પડળો ફરી જતાં.
ભવિષ્ય એને નિજ સ્થાન પાછું
અપાવવાનું;
આ માનવીએ દિઠું કૈંક વેળા
ન શોક એનો; નહીં હર્ષ એનો.

# પટ તમિસ્ર

ગયો દિવસ આથમી : શુચિ સુવર્ણ ત્યાં સન્નિષકા
રહી છ ગગનાંગણે કનક થાળ હાથે ગ્રહી.
મળ્યા રવિ શશી અને ઉભય હર્ષથી દોડિયા
શરીર મનને પરસ્પર મિલાવીને ગુંથવા.

પરન્તુ રજની અસૂય પળ આ ન સાંખી શકે
રૂહી ઉભય મધ્યમાં પટ તમિસ્રનો ધારતી
અને નયન તેજને પલકમાં 'દઇ આવરી
પડી કુપિત તેમનાં પથ શું વૈરિણી એ બની.

જશે ઉપડી આ તમિસ્ર પટ ? સ્થાયી વા ત્યાં થશે ?
ન કોઇ સમજી શકે ગહન વિશ્વકતા તણું.

# હતી શિશુ કને કલા

અનન્ત નભમાં અદૃશ્ય તુજ મંગલા મૂર્તિના
અદર્શન મહીં કહીંક શુભ દર્શનો ઝંખતો
ગયો શિશુ વિરાટ પંથ કૃતકૃત્ય હું થૈ જવા:
–તનેજ ઘડવા જહીં થયું મને કલાકારને.

હતી શિશુ કને કલા વિરલ વિશ્વકર્માં તણી
છતાં ન ઘડવા તને ઉપડતી કરે ટાંકણી.

ઘડી કયમ શકું તને ?
ઘડ્યા વિણ ઘડાયલું અકલ શિલ્પ તું જ્યાં રહ્યું !

* * *

## લેખકના પ્રગટ થનાર પુસ્તકો

(૧) વાવાયો [વાર્તા કાવ્ય]
(૨) રવિવારે આજે
અને બીજાં કાવ્યો
[Nonsensical Verses]
(૩) ફૂદકો [એકાંકિ નાટિકા]
(૪) દવાના પડીકાં [વાર્તાસંગ્રહ]
(૫) સંગીત [કાવ્યનાટિકા]

પ્રકાશન એજન્ટ
ગુર્જર સાહિત્ય ભંડાર
લાઠી-કાઠિયાવાડ

વડીલો માને છે—

Beyond ordinary.
[S. R. Bhise B. A.
Very encouraging
for a lad of seventeen
[P. G. Rao, editor,
'the Journalist.'
આશાસ્પદ [ રા. વિ. પાઠક.
શકિત અવશ્ય છે [ સ્વામી આનન્દ.
ગુજરાતને ઘણું આપશો
[ પ્રો. મનસુખભાઇ ઝવેરી.
કેટલી વિવિધતા! પરાઓમાં રહે-
નારાંથી શહેરમાં રહેનારાં સુધીની.
[ સોપાન.

[પ્રથમાવૃત્તિ]

પ્રકાશક
નગીનદાસ અને માણેકલાલ
૩૫, માલ્ડન હાઉસ
ન્યુમરીન લાઇન્સ
કોટ, મુમ્બઈ.

મુદ્રક : મનુભાઈ અમૃતલાલ શેઠ, સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.